# પાપીઓનું પરાક્રમ

યાને

# સુંદરીપર થયલા બે આશક!



પ્રસિદ્ધ કરનાર:—હુરખજી મુળજી જગડ
ભાવનગરવાળા.



ધી ટોકરશી પ્રેસ.

NOVEL.

સંવત ૧૯૬૨ સને ૧૯૦૬

કીમ્મત એક પઇસો.

પાપીઓનું પરાક્રમ

યાને

# સુંદરીપર થયલા બે આશક!

## એક રસીલી વારતા.

રાત્રી ઘણી થઇ હતી, અને આકાશમાં ચઢી આવેલાં વાદળાંથી ચંદ્રનુ અજવાળુ નષ્ટ થયું હતું, પવનની શીતળ મંદમંદ લહરીઓ વાયા કરતી હતી, ઝરમર ઝરમર વરસાદ આકાશ મંડળમાંથી ટપકતો હતો, પવનના ધીરા સપાટાથી ક્યાંક ક્યાંક ઝાડોના પાંદડાં ખડખડ અવાજથી આબેહુબ દેખાવ આકાશમાં મળેલી મેઘલી રાત્રીથી વિચીત્ર દેખાવ થઇ રહ્યો હતો, તેમજ કોઇની આવજા તે વખતે હોય ક્યાંથી? કારણકે રાત્રીના ૧૧।। (સાડાઅગીઆર) વાગતાને

સુમારે આ બે જુવાન પુરૂષ કે જે મગ જના ફરેલા, તુમાખી, હરામી કે જે બેપર વાઇ સાથ આબરૂની દરકાર નહીં કરનારા કે દુષ્ટના દુષ્ટ અઘોરી જેવા પોતાના માત-પીતાની આબરૂને એબ લગાડનારા એવા બે પુરૂષોએ એક બિચારા શ્રીમંત સદ્‌ગ્રહસ્થ શેઠ સમી કે ખાનદાન સાથ પ્રમાણીક શેઠ ભગવંતપ્રસાદની આબરૂને ડાગ લગાડવા સારૂ પોતાનું પાપી પરાક્રમ બહાર પાડવાને દરવશ સાહાસ ઉત્પન્ન કર્યું-તેથીજ તેની કેવી દુરદશા આખરે થશે તે વાંચનાર સાહેબને સહેજે આગળ ચાલતાં ખબર પડશે.

## આબરૂને ડાગ દેવાનો સબબ શો?—સુંદરીનું ગુમ!

આ વિગતનું સ્થળ રાજનગર શોધી કહ ડયું છે-તેમજ સર્વે રહેવાશી સાથ એકજ જ્ઞાતિમાં બનાવ બનેલો-એમ સ્પષ્ટ ખાત્રી થશે કે જે વિપયલાલ તથા છોટુ આ બન્ને

જણુ ખુદ નાનપણુથીજ દોસ્તો હતા. બન્નેના માત-પીતાઓ પૈસાવાળા હતા, અને છોકરાઓ માબાપની બીનકેળવણીના પ્રતાપે છાકટા અને રખડેલા થઇ રહ્યા હતા તેથી તેને કોઇ કન્યા આપતું નહિ- તેથી ખીજવાયલા બન્ને દોસ્તોએ વિચિત્ર રીતે બ્રાહ્મણની સાથે પોતાના સગપણ માટે ભગવંતપ્રસાદને ઘેર આ સુંદર જે પવિત્ર પુત્રી તેના જોડે વિવાહનું કેહેણુ મોકલ્યું-તેના જવાબમા ભગવંતપ્રસાદે નમ નતાઇ સાથ ના કહેવરાવી તેથી વિફયલા લને પગથી માથાના બાલ સુધી ખાઇ રહી અને તેની સામે ઝેર વેર બાંધી પોતાના વહાલા દોસ્ત છોટુને મદદગાર બનાવ્યો ને ઉશ્કેરાયો તો બન્નેની જોડી સરખા બની ને એક દીવસ વાત, તેમ કરી જવા દીધું હતું, ત્યાર પછી ઉપર કહેલો હેવાલ કે જે મધ્ય રાત્રીના વખતે ખુબ દારૂ પીને એક સરિઆમ રસ્તાપર આવી પહોંચ્યા, અને

ભગવંતપ્રસાદના ઘરની શોધખોળ ગુપચુપ કરવા લાગ્યા.

છોટુએ ઘરનો નંબર વિષયલાલ કનેથી યાદ કરેલો હતો અને ગલીના નાકેજ ઘર હતું તે આ છોટુએ એક મિનિટમાં શોધી કહાડયું. પછી ધીરે રહીને બોલ્યો,

"ભાઇ વિષયલાલ, ઘર તો આ રહ્યું."

"ક્યાં છે?"

"અહીંઆ આવ ત્યારેની."

આવા શબ્દો કાને પડતાં એકદમ વિષયલાલ છોટુ પાસે આવ્યો, અને ખુશાલી ભેર બોલ્યો, "હા, ભાઈ હા. ઘર તો એજ પણ હવે જવું ક્યાંથી?"

છોટુએ આસ્તેથી જવાબ આપ્યો, હવે જલદી આપણ ઘરે ચાલો, કારણ વરસાદની વૃષ્ટિ ચાલુ છે તેમજ પવન તોરમાં છે અને હું થાકી ગયો છું તેથી આજે જવા દો ને કાલે વાત.

"નહિં, નહિં—બીલકુલ નહિ." જો

શરદી થઇ હોય તો લે આ, શું કામ ગભરાય છે? આમ કહી એક દારૂનો બાટલો કહાડી આપ્યો, તે છોટુએ હાથમાં લઇ ગળા સુધી ઠાંસ્યો, અને હવે જોરથી બોલ્યો; કોણ છે આપણું નામ લેનાર, સાલેકુ જાનસે મારૂં.

આમ બડબડતો તે સીસો વિષયલાલના હાથમાં આપ્યો અને બાકી વધેલો દારૂ પોતે પીને ખુબ છાકટા બની જોરમાં આવ્યા તેમજ વરસાદની ફરફરથી આ બન્નેને ઘણી મજાહ પડતી હતી. આમ ચાલતું હતું તેટલાં વિષયલાલને યુક્તિ સુઝી કે જો છોટુ, અહીંઆ તું ઘોડાની માફક થા, હું તારા ઉપર ઉભો થઇશ ને અગા શીમાં જઇશ એટલે પછી જોઈ લે મજાહ-

તેના કહેવા મુજબ ઘોડો બન્યો ને વિષ યલાલ ઉપર ચઢ્યો—તરતજ ફલંગ મારી જાળી પકડી અગાશીમાં આવ્યો-અગાશી માંથી દિવાનખાનામાં કે જે કર્મ સંજોગે

દિવાનખાનાવાળાએ પ્લેગના જોરથી ખાલી કરી પોતાને સ્વદેશ ગયા હતા તેથી તેનો હાથ કોઇએ ઝાલ્યો નહીં—અને દાદરપર આસ્તે આસ્તે બીજે માળ વિષયલાલ પહોંચ્યો, અગાશીમાંથી ફેંટો જાળીએ બાંધી નીચે નાંખ્યો. ઝીણી સીસોટીના અવાજે છોટુ ચેતી–તેજ ફેંટો હાથમાં ઝાલી ઉપર ચઢયો, અને જ્યાં સુંદર સુતી હતી તે ઓરડે આવી વિચાર કરવા લાગ્યા કારણકે બારણું બંધ હતા, થોડીકવારે છોટુએ યુકિત મચાવી કે જે એક નાની બારી (કમાડની બાજુમાં આગળીઆવાળી! અરધી બારી) હતી તેનો આગળીઓ છોટુએ બે આંગળીએ બહારથી ઉઘાડયો અને બીલા ડાની માફક અંદર પેઠા. વિષયલાલ બોલ્યો, "આહા! આવું રત્ન હવે કોણ ઝુટવનાર છે ? છોટુ બોલ્યો, "મૂર્ખા અહીંથી તો લઇ ચાલ, નહીં તો તારી સાથે મારા પણ બાર વાગ્યા એમ નક્કી સમજજે!"

આથી વિષયલાલ ચેતીને સુંદરીની આસ પાસ ફરી હાય, હાય શબ્દ ધીરેથી વાપ રતો ખુશી થતો પોતાનો ખુશબોદાર રૂમા લનો ડુચો મોંમાં ખોસી—હાથપગ સરખાં બાંધી ઉઠાવવા જાય છે તેટલાં અબળાં જાગી—તેનીજ સાથે પિ...તા શબ્દ વાપ રવા આગમજ તેણે ડુચો નાંખી દીધો અને તે પાપી રાક્ષસોને કબજે થતાંજ આગળ વિષયલાલ બારણાં ખોલતો આવ્યો, ને છોકુ સુંદરીને ખંધોલે લેતો તરતજ ઘેર તરફનો રસ્તો લીધો, ઘેર પહોંચતાંજ તેને એક સુંદર ભોંયરામાં પુરી ત્યાંથી બેઉ જણા રવાના થયા.

પ્રાત:કાળ થયું સર્વે ઘરના માણાસે ઉઠયા, નાહયા ધોયાને પાંચેક મીનીટ થઇ કે ચાના પ્યાલા ગોઠવાયા—તેમજ ભગવંતપ્ર સાદે પોતાની પત્ની નન્દીનીને જણાવ્યું કે સુંદર કયાં ગઇ? હજી સૂધી શું સુતી છે? છોકરી જાતને આટલી બધી ઉંઘ શાની? જા, જઇને ઉઠાડ. તેટલે નન્દીની "સુંદરની

ઓરડી કને જાય છે તો બારણાં ઉઘાડાં અને અંદર તો નમો નારાયણ. માએ સુંદર, સુંદર આમ બે ચાર બુમો મારી પણ કોણ બોલે? હોય તો બોલેને—આમ જવાબ નહીં મળવાથી તેમજ પોતાની આંખે નહીં જોયાથી તરતજ ગાભરી બનતી પોતાના સ્વામીનાથ આગળ આવી રડતી રડતી બોલી, "ત્યાંતો કોઇ છે નહીં."

ભગવંતપ્રસાદ ચા પીએ છે—ત્યાં તેમણે આ દેખાવ જોયો અને પોતે તેની સામુજ જોઇ રહ્યા કે ચાનુ કપ હાથમાંથી પડી ગયું—"શું સુંદર નથી?" ભગવંતપ્રસાદે દીલગીરી સાથે જણાવ્યું.

પત્નીએ જવાબ આપ્યો, "નાજી." નથી

"ત્યારે શું થયું?"

"મને શી ખબર." હું જાણુતી નથી.

ભગનંતપ્રસાદ ચા પીતા—તે પડતી મુકી તરતજ પાઘડી—કપડાં પહેરી જેમ બને તેમ જલદીથી સીપાઇઓને ખબર આપ કે તરતજ તેઓ શોધ કરવા મંડયા, પણ જડે કયાંથી? આ તો:—

## ભયંકર ભોંયરામાં નાજુક નાજની!

આ ભોંયરામાં રહેવાની સગવડ પોતે ખાસ પોતાના દોસ્તદારો મારફતે કરેલું હતું, બીજા કોઇને ખબર નહોતી. હવે વિષયલાલ ત્યાં એક બતી લઇ પોતાના ઓરડાની અંદર બારણાં બંધ કરી ભોંયરામાં ઉતર્યો, ને પ્રેમને શબ્દે બોલ્યો, "અરે સુંદરી તે સુંદરી એક વખત મારી સાથે હસીને કહે કે હું તમારી છું."

સુંદરીએ જવાબ આપ્યો, "ભાઇ વિષયલાલ, તમે મને શાને સતાવો છો? હું તમારી પુત્રી છું, તમે મારા ધર્મના પિતા છો. મને બચાવો–ઉગારો તેની સાથે મારા માતપીતા રડતા કકળતા હશે તેની ખાતર, મારી ખાતર, ધર્મની ખાતર, અગર પરમેશ્વરની ખાતર મને બચાવો. આમ રડતી કકળતી આંખમાંથી આંસુ સારતી આ બીચારી બાળ-કુમારીકા રડતી રડતી મનમાં ચૂપ–તેથી વિષયલાલ કંટાળીને જોરથી

બોલ્યો, "જો નથી માનવાની તો આ છરીથી તારા પ્રાણ લઇશ ? અને તને છેક અણધારી ગતીએ પહોંચાડીશ. હું તારે ખાતર પછી ભલે મરૂં પણ તને તો મારૂં, આજે સાંજ સુધીમાં વિચાર કરજે નહીં તો ગરદનજ મારૂં.

આહાહાહા ! (સુંદરીએ જાણ્યું કે કાંઇ પણ સ્ત્રી ચરિત્ર કર્યાં સીવાય ફાવવાનું નથી પણ આ દુષ્ટની સાથે હું કોઇ પણ રીતે શબ્દ વાળવાની નથી પણ શું કરૂં લાચાર, પ્રભુ ! તારી ગતી ન્યારી છે.) આહાહાહા ! હસીને સુંદરીએ હસમુખે ચેહેરે જવાબ આપ્યો, "મને અહીંયાથી બહાર કાઢો તો પછી જે કહો તે કબુલ કરવા ખુશી છું."

શાબાસ, શાબાસ કહી સુંદરીને પોતાના દિવાનખાનામાં લઇ ગયો. અને બોલ્યો, "શું મેં કહ્યું છે તે કબુલ કરે છે કે જો નહીં સમજી હો તો ફરીને કહું છું કે તું મારી અર્ધાંગના થા.

આજે વિચાર કરીને સાંજે હું તમને ખરેખરો જવાબ આપીશ, બસ.

આથો વિષયલાલ હરખાતો હરખાતો ત્યાંથી રવાના થયો. ગામમાં સીપાઇઓએ ઘણી શોધ ચલાવી પણ કાંઇ વળ્યું નહી તેથી સઘળે શોકાતુર થઇ રહ્યું.

ત્યાર પછી દિવાનખાનામાં બેઠાં બેઠાં સુંદરાએ વિચાર કર્યો કે આમ કાંઇ વળ વાનું નથી. આ દુષ્ટ ઘણોજ ખરાબ છે, પણ ખયર, જો કે એક યુકિત રચું કે જેમાં ફાવું તો ઠીક ને નહી તોપણ ઠીક, કેમકે છેવટ જતાં સુધી (મારી આ સુંદર દેહને કાંઇપણ અસર થવા પામે તેની આગમજ મારૂં શીર કાપી નાંખું) હું મારી ધારેલી રૂએ (પતિવૃતા) રહીશ.

## પાપીઓની કમબખ્તી.

એક પેનસીલવડે પોતાની ઉપર બનેલી વીગતની અસંખ્ય ચીઠીઓ પાંચ કલાક સુધી બહાર ફેંકી તેમાંની એક તેજ રાજ્યના એક દેશી અમલદારની ગાડીમાં પડી, તે તેણે ઉંચકીને વાંચી તેથી સર્વે

બીનાનો જાણીતો થયો અને ભગવંતપ્રસાદને જાહેર કરી પોતાની ગાડીમાં બેસાડી અને વિષયલાલના દિવાનખાના તરફનોજ રસ્તો લીધો.

પાંચ વાગાનો વખત થયો કે તરતજ બન્ને જણા દિવાનખાનામાં દાખલ થયાં. પછી વિષયલાલ બોલ્યો, વહાલી શું વિચાર ધાર્યો? અને મશ્કરી કરી.

દુર રહે નીચ! તમારા જેવા દુષ્ટોને હું ખાસડે મારૂં છું, અને તમારી શી મરદાઇ છે—આવા કુકર્મ કરવાનાજ કે? જાઓ, જાઓ જીવતાં બળો, મારી આશા તજો નહી તો બુરે મ્હોતે મરશો. આવી રીતે જવાબ મળવાથી વિષયલાલે છૂટો છરો ફેંક્યો, તે સુંદરીથી અરધા ગજની છેટેથી પસાર થઇ ભીંતમાં ખુંચ્યો તેજ છરો લઇ કોપાયમાન થયલી સુંદરીએ વિષયલાલની છાતીપર ચઢી તેના ગળામાં ખોંચ્યો–દુષ્ટ તો યમના દરબારે પહોંચ્યો. આ જોઇ છોટુ તેને મારવા ઉઠયો કે તેનો બાપ ભગવંતપ્રસાદ, બે ચાર સીપાહો તથા પેલા દેશી અમલદાર સુધ્ધાં દિવાનખાનામાં

દાખલ થઇ છોટુને પકડી લીધો, કાયદો ચલાવી તેને છેવટ ફાંસી દીધો, અને આનંદ આનંદ વરતાયો.

આથી સર્વે ભાઇઓ સમજજો કે કોઇ દિવસ કોઇ પણ લપટાતા નહી યાને લપટાવતા પણ નહી.

## દોહરો.

"વિષયલાલ વિષના ફળે,
ચાખી પામ્યો મરણ.
છોટુ બદ સંગે રહી,
થયો ફાંસીને શરણ.
સુંદરી સુંદર નામથી,
કલંકથી રહી દૂર.
ભગવંતનું પાછું મલ્યું,
ઉડી ગયેલું નૂર.

સમાપ્ત.

---

# સસ્તો અને ચોખો!



હળદર, મરચાં, ધાણાજીરૂ, ગરમ મસાલો, રાઈ, મેથી હીંગ વીગેરે પીસેલો તથા આખો તમામ જાતનો ચોખો મસાલો અમારી દુકાને મળે છે, એક વખત દુકાને પધારી માલની ખાત્રી કરવા ખાસ ભલામણ કરીએ છીએ. ભાવ કીફાયત.

ઠા. કાળીદાસ પ્રમાણંદ,

હળદરવાળા.

ઠેકાણું જાંબલી મોહોલો, દુકાન નંબર ૧૭૪.